# રણના રાસ

કર્તા

કેશવ હ૦ શેઠ

# રણુના રાસ

પુષ્પવિમાનમાં આરૂઢ થઇને ઉડતો કોઈ ફિરિશ્તો, એકાએક હિમગિરિશિખરપર થંભી ગયો અને આજના ધર્મક્ષેત્રનું તેણે દિવ્ય દૃશ્ય નિહાળ્યું, કે સૈકાઓની સંતપ્ત ધરતીમાં શહીદોનું શોણિત સિંચાય છે અને એમની ખોપરીઓનાં ખાતર પૂરાય છે: તે વડે ધરા રસકસવતી બને છે અને એમાંથી શૌર્યના, વીરત્વના, સ્વાર્પણના અદ્ભુત બીજાંકુર અંકુરિત થઈ, એ ફળદ્રૂપ ગન્ધવતીની ગોદમાંથી મરજીવાં–અમ્મરફળોનો ફાલ ફળી રહ્યો છે!

જનની એવા પ્રસુતિકાળમાંથી જ્યારે પસાર થતી હોય, ત્યારે તો ઘટઘટમાં મહામહેરામણ જેવી ધીર ગંભીરતા જ ગાજે: ત્યારે, જો મિષ્ટાન્નભોજન, ઉત્સવખેલન કે શુભાશુભ અવસરોની ઉજવણી સુદ્ધાં મોકુફ રહે, તો રાસના વિલાસ કેમ જ છાજે?

બ્હેનો ને બિરાદરો જોશે કે આ ચોપડીદ્વારા વિલાસપન્થે નથી જ વાળતો: નથી આ રાસના વિલાસ કે નથી 'રસિયાંના રાસ': એમાં ભક્તિયુગની ભક્તિ નથી; શક્તિ યુગનાં ન્હોરતાં નથી; ગૃહસંસારના સ્નેહશૃંગાર નથી: આમાં તો છે-વર્તમાન યુગે મંડાયલા મુક્તિના મહા-સંગ્રામને જ્વલન્ત રાખનારી ચેતનચિનગારીઓ.

આ રણુના રાસ છે; જેમાં અનાયુધ યુદ્ધનાં લગભગ સઘળાં અહિંસક આયુધો ગુંથાયલાં છે. એમ કરવા

જતાં, રાસ, માટીનાં ક્ષણજીવી રમકડાં જેવાં સાવ જોડકણાં ન બની જાય, તેથી કાંઈક કલા, કાંઈક કવિતા, કાંઈક રૂપકો અને માફક ધ્વનિના ધાટે એનું ઘડતર થયું છેઃ રસજ્ઞ જનતા બુદ્ધિના તણખાને સહજ જ સતેજ કરે અને આજ જેની અખંડ ઝંખના થાય છે તે આ ગીતોમાંથી ગુંજી લે.

છેડે 'વામન-લીલા' છાપી છે-વીસમીસદીના વામનજીનીઃ અને તે મુક્તિસંગ્રામના વિરલ સમારમ્ભનાં સુમધુર સંભારણાંને જાળવી રાખવાના જ ઉદ્દેશથી. આવા પ્રસંગો વિષે વુડ્રો વિલ્સનનાં થોડાંક વાક્યો વિચારવા જેવાં છે. તે લખે છેઃ—

"હરકોઈ પ્રજાના સામાજિક બનાવો કે રાજકારણની પ્રવૃત્તિઓ વિષે શાસ્ત્રીય ઢબે લખાયલાં લખાણો કરતાં તેના કાવ્યગ્રંથોમાંથી વધારે જાણવાનું મળે છે; તવારીખો નહિ, પણ વીરરસપૂર્ણ ઈતિહાસકાવ્યો જ પ્રજાકીય રાહરસમના સુન્દરતર અરીસારૂપ છે."

'રણના રાસ'રૂપ અરીસામાં શું પ્રતિબિમ્બિત થાય છે તે તો જનતાએ જોવું રહ્યું.

( ગાંધીજીનો કૂચદિન )<br>
તા. ૧૨ : ૯ : '૩૦<br>
અ મ દા વા દ

કેશવ હ૦ શેઠ

તા. ક. 'કેસરિયાં' હવે નથી રહ્યાં, માટે કોઇ ન મંગાવે; કેમકે એની નવી આવૃત્તિ પણ નીકળી શકે તેમ નથી. કે૦ હ૦

# નિમંત્રણ

◆ ઢાળ : 'સરોવરે પાણીડાં ગઇ'તી સાહેલડી !' ◆

**સત**ના સંગ્રામ સામે **સત્તા**ના મોરચા,
મોરચે તો વીજળીનીં વરસે ઝડી ;
આપું ઉતારા, વીર ! આવો વીરાંગના !
શીળી ધ્વજછાંયડીમાં થંભો ઘડી :
—સતના

ઘૂંટીને કાળ, મ્હેં તો કસુમ્બો ઘોળિયો,
પીશો જી પ્રલયને પોપચે જી રે ;
માંડી અંગાર—ફૂલડાંની પરબ મેં,
ઝીલી, ઝૂકાવો જુદ્ધ—મોરચે જી રે :
—સતના

બળિયો ચમ્પાશે **બલિરાજા** પાતાળમાં,
**વામન**ની આણ, વીરયુગે જી રે ;
વેરાતાં વાદળાં, ને અન્ધારાં આથમે,
આશાની પૂર્ણિમા ઉગે જી રે :
સતના

ચંડીને ચોક ઘેરી રણભેરી ગાજતી,
ગાજે જગદમ્બ જુદ્ધ—નો'રતે જી રે ;
સતનાં સેનાનિ ! ખેલો રણના રે રાસડે,
મુક્તિ કે મૃત્યુને ઓરતે જી રે :
—સતના

*

# ચરખો

◈ ઢાળ : 'કાર્તક મહિને કૃષ્ણ કૃપાળા, વ્હાલા બંસીવાળા,
રાજ રૂપાળારે, વ્રજમાં આવો ને.' ◈

હૈયાના હરદમ ધબકારે, ગૂંજે વારેવારે,
ઉલ્લસિતારે રે, ચેતનભર રણકો ;

રણુઝણુતો રૂમઝૂમ રણકારે, ગૂંજે મારે દ્વારે,
તારે તારે રે, હો સહિયર ! ચરખો :

વાદળની વીજને ચમકારે, ભભુકે દરિયાપારે,
ભડ વેપારે રે, દત્ર દેતો તણખો !

રણુઝણુતો રૂમઝૂમ રણકારે, ગૂંજે મારે દ્વારે,
તારે તારે રે, હો સહિયર ! ચરખો :

વામનજીશો, વણ હથિયારે, અદ્દભુત આણુ પુકારે,
સૂતર—તારે રે, સુદર્શન સરખો !

રણુઝણુતો રૂમઝૂમ રણકારે, ગૂંજે મારે દ્વારે,
તારે તારે રે, હો સહિયર ! ચરખો : ..

વગડાશા ઊજડ સંસારે, વરસે અમૃતધારે:
પદસંચારે રે, લક્ષ્મીજી નિરખ્યાં !

રણુઝણુતો રૂમઝૂમ રણુકારે, ગૂંજે મારે દ્વારે,
તારે તારે રે, હો સહિયર ! ચરખો :

આવો, ભગિની-ભારતબન્દા, આવો અક્કલમન્દા,
ઘરગથ્થુ ધન્ધા રે, પરખન્દા ! પરખો :

રણુઝણુનો રૂમઝૂમ રણુકારે, ગૂંજે મારે દ્વારે,
તારે તારે રે, હો સહિયર ! ચરખો :

કુલકુલને જ્યમ ક્યારેક્યારે, વિહરે રસવિહારે,
ગહન ગુંજારે રે, મધુકરનો મનખ્યો ;

કુળકુળને ત્યમ દ્વારે દ્વારે દિલ દિલને ધડકારે,
જયટંકારે રે રણુઝણુતો ચરખો.

*

# સબરસિયાં

◆ ઢાળ: 'જશોદા! તારા કાનુડાને સાદ કરીને વાર રે' ◆

ચાલોને સહિયર ! ક્ષીરસાગરપર સબરસિયાં જઈ ભરિયે રે :
છલબલ મોરી મટુકી છલકે, ટમકે રસ ચુન્દડીએ રે :
--ચાલોને

જોજનભર સાગર ઊલેચી,
સ્વતંત્રતાનાં સબરસ વેચી-

-માત ભવાની-ભારતચરણે ભેટ ભલેરી ધરિયે રે ;
ચાલોને સહિયર ! ક્ષીરસાગરપર સબરસિયાં જઈ ભરિયે રે :

ભીંજું સાગર--ભરતી છોળે,
શિરપર સબરસ-ગાગર ડોલે,

-ડોલે ઇન્દ્રાસન, દરિયાના 'દેવો'ની દેવડિયે રે ;
છલબલ મોરી મટુકી છલકે, ટમકે રસ ચુન્દડીએ રે :

ભરતાં ભારત-મીઠામૂઠી,
શેષતણી શય્યાથી ઉઠી-

-લક્ષ્મી ને નારાયણ પ્રકટી, હેનાં દર્શન દરિયે રે !
ચાલોને સહિયર ! ક્ષીરસાગરપર સબરસિયાં જઈ ભરિયે રે :

*

# જ્ઞાનગંગાને તીર

◆ ઢાળ: 'ફૂલદાન, તારે તળાવ, રૂમઝૂમ રમવા નીસરી રે' ◆

જ્ઞાનગંગાને તીર, શીદને સુનેરી જાળે ખૂડતાં રે!
શીદ ખૂડતાં રે, પંખિ! ઉડતાં રે: *
જ્ઞાનગંગાને તીર, ભોળાં-ભોળાં પંખિ! શીદ ખૂડતાં રે?
જ્ઞાનગંગાને તીર:

એ તો જાદૂઈ નીર: ફૂલ-વેલડીમાં ઝેર રેડતાં રે!
ઝેર રેડતાં રે, વાડી વેડતાં રે:
એ તો જાદૂઈ નીર: ખીલ્યાં લીલાં ફૂલવાડી વેડતાં રે!
જ્ઞાનગંગાને તીર:

પાદશાહીના પીર, પિંજરે પધારી પાંખ તોડતા રે!
પાંખ તોડતા રે, આંખ ફોડતા રે:
પાદશાહીના પીર, છાતીએ 'ગુલામી' છાપ ચ્હોડતા રે!
જ્ઞાનગંગાને તીર:

મૃગજળને રે તીર, વળુનાં વેગાન: માનહંસલા રે!
માનહંસલા રે, તોડો શૃંખલા રે:
મૃગજળને રે તીર, શોધવાં સુધા, ને વ્યર્થ વેખલાં રે:
જ્ઞાનગંગાને તીર:

સુરગંગાને તીર, ભારતી—તપોવને જ વિહરો રે:
હંસ! વિહરો રે, મોતિડાં ચરો રે:
સુરગંગાને તીર, સૃષ્ટિજૂનાં સંસ્કૃતિનાં શિખરો રે:
સુરગંગાને તીર.

*

* ~~~~~~~~~~~~~~~~

પંખિડાં=રવીન્દ્રબાબુકૃત પેલી વાર્તામાંના પોપટપાત્ર જેવાંને સંબોધન

# માયામન્દિર

◆ ઢાળ: 'આજે આનન્દ જળ ઝીલણી રે સહિયર !...' ◆

* માયામન્દિર કોણે બાંધિયાં, રે સહિયર ! કાલીન્દિકેરે કાંઠડે !*
વેળુના ચણેલ રંગમ્હેલ, રે સહિયર ! કાલીન્દિકેરે કાંઠડે !

દીઠાં કૌતુક એનાં કારમાં, રે સહિયર ! કાલીન્દિકેરે કાંઠડે ;
કૌતુકે ભલા ભલા ભુલેલ, રે સહિયર ! કાલીન્દિકેરે કાંઠડે :

જગની ચાતુરી જેને ચોકઠે, રે સહિયર ! કાલીન્દિકેરે કાંઠડે :
સોગઠે શકૂનિ ખેલે દાવ, રે સહિયર ! કાલીન્દિકેરે કાંઠડે :

રોપી 'આશા'ની અમરવેલડી, રે સહિયર ! કાલીન્દિકેરે કાંઠડે ;
છૂટે વાણીનો જ છંટકાવ, રે સહિયર ! કાલીન્દિકેરે કાંઠડે :

વેલડીએ ફાલે ગગનફૂલડાં, રે સહિયર ! કાલીન્દિકેરે કાંઠડે ;
ફૂલડાં તો ફૂંકે ઉડી જાય, રે સહિયર ! કાલીન્દિકેરે કાંઠડે :

ઝૂલે ઝૂલો સુનેરી સાંકળે, રે સહિયર ! કાલીન્દિકેરે કાંઠડે ;
ઝૂલડે ઝૂલે તે ઝોલાં ખાય, રે સહિયર ! કાલીન્દિકેરે કાંઠડે :

બગલાને એત, *શ્વેત વાદળે, રે સહિયર ! કાલીન્દિકેરે કાંઠડે ;
મિઠુડી બિછાવી મોહજાળ, રે સહિયર ! કાલીન્દિકેરે કાંઠડે :

જાળે ઝલાય માનહંસલા, રે સહિયર ! કાલીન્દિકેરે કાંઠડે ;
મુખડે લિંપાય મધલાળ, રે સહિયર ! કાલીન્દિકેરે કાંઠડે !

કૈં કૈં કૌતુક એવાં દીઠડાં, રે સહિયર ! કાલીન્દિકેરે કાંઠડે ;
દેખીને ય ફૂદડાં ફસાય, રે સહિયર ! કાલીન્દિકેરે કાંઠડે !

લીલા નિહાળી, કોક કાનુડો રે સહિયર ! કાલીન્દિકેરે કાંઠડે–
ગાન મુક્તિનાં મધૂર ગાય, રે સહિયર ! કાલીન્દિકેરે કાંઠડે :

ગાને તો ખંડખંડ ગાજિયા, રે સહિયર ! કાલીન્દિકેરે કાંઠડે ;
જર્જરિત થાય પેલી જાળ, રે સહિયર ! કાલીન્દિકેરે કાંઠડે :

માયામન્દિર લાગ્યાં ડોલવા, રે સહિયર ! કાલીન્દિકેરે કાંઠડે ;
કાનુડો દે સાદ, વ્હેલી ચાલ, રે સહિયર ! કાલીન્દિકેરે કાંઠડે ;

*

* દિલ્હી

# સીતાહરણ

◆ ઢાળ: 'અમરવાડીમાં ડંકા વાગે છે.' ◆

રાજ ! રણનાં રણસિંગડાં વાગે છે;
સુણી સોણલાં જૂનાં જાગે છે :
—રાજ !

જાદુગર આવિયો રે જોગીને અંચળે,
ભોળાં જાનકીને ભોળવીને ભાગે છે :
—રાજ !

શોધ્યાં સીતાને વીંધી વગડાની વાટડી;
દશાનનના દિગન્ત પન્થ આવે છે !
—રાજ !

દૂર દૂર દૂર દૂર દરિયાને કાંઠડે,
ભાળ અશોકવાડીએ લાગે છે :
—રાજ !

કોપે લંકેશ. હનુમાનતણી હાકલે :
જેને માથે મૃત્યુઘંટ વાગે છે :
—રાજ !

મારૂતિએ દીધ મુદ્રિકા રામની;
માત મુક્તિનાં 'પણ' માગે છે :

* * *

રાજ ! રણનાં રણસિંગડાં વાગે છે ;
સુણી માઝમ—સોણલાં જાગે છે ;
—રાજ !

સોદાગર આવિયો રે સાધુને અંચળે;
ભલાં ભારતીને ઓળવીને ભાગે છે :
—રાજ !

દૂર દૂર દૂર દૂર દરિયાને કાંઠડે ;
માત માયાથી મુક્તિ માગે છે :
રાજ ! રણનાં રણસિંગડાં વાગે છે.

*

# કેસરિયાંના કોડ

◆ ઢાળ: 'હું તો ગઇ'તી કદમ્બને ઝાડે, કદમ્બનાં ફૂલ લેવા' ◆

ઘેરાં ઘેરાં ગગન ઘોર ગાજે,
કે નવતર નીર ભરિયાં ;
એવાં તન મન થનગન નાચે,
કે કરવા કેસરિયાં :

સજ્યાં સોહાગી રસરાજે,
કે ફિરણો કેસરિયાં ;
એ તો ન્હોતરે રણુ—દરવાજે,
કે કરવા કેસરિયાં :

*

મહિષાસુર—મર્દન કાજે,
કે ખખડે ખપ્પરિયાં ;
દ્રવિડકો દશદિશ બાજે,
કે કરવા કેસરિયાં :

વનેવન વિફર્યા વનરાજે,
કે કરવા કેસરિયાં ;
કયમ સિંહણુ—સમાધિ છાજે ?
કે કરિયે કેસરિયાં :

*

રૂડા કેસરિયાળા સાજે,
કે ક રિ યે કે સ રિ યાં ;

સખિ ! સ્વદેશની દિલદાઝે,
કે ક રિ યે કે સ રિ યાં :

રાજઋષિ– ભરત ભોમ કાજે,
કે ક રિ યે કે સ રિ યાં ;

સખિ ! આવો તો યાહોમ આજે,
કે ક રિ યે કે સ રિ યાં.

*

# રણખેલન

◆ **ઢાળ:** 'સાચું બોલો મારા શ્યામ, અબોલડા શાના લીધા રે?' ◆

ખેલે રણે જંગખેલ,
    વીરાંગના ખેલે રણે રે :
છૂટી જાણે વીજવેલ,
    ધરતી . ધણુધણે રે :
—ખેલે

રણુને રણુસિંગડે રે સિંહણુશી ગાજતી ;
રાજવણુ છોડીને મ્હેલ-- હાં રે રાજ !
રાજવણુ છોડીને મ્હેલ,
    વીરાંગના ખેલે રણે રે : —ખેલે

કેસરિયા ચુન્દડી, ને કેસરિયાં કાળજાં ;
કેસરિયા ભાવે ભીંજેલ-- હાં રે રાજ !
કેસરિયા ભાવે ભીંજેલ,
    વીરાંગના ખેલે રણે રે : —ખેલે

મીઠું પકાવતી, ને પીઠું મૂકાવતી ;
જગદમ્બા સંચરતી જેલ— હાં રે રાજ !
જગદમ્બા સંચરતી જેલ,
    વીરાંગના ખેલે રણે રે : —ખેલે

પેખ્યા પરદેશીઓનો ધન્ધો રે ધીકતો,
તકલીના તીરે વીંધેલ,— હાં રે રાજ!
તકલીના તીરે વીંધેલ,
વીરાંગના ખેલે રણે રે : —ખેલે

અહિંસાના યુદ્ધકેરાં દૈવી આયુધથી,
ભારતને ચરણે ઝૂકેલ— હાં રે રાજ!
મુક્તિ કે મરણે ઝૂકેલ,
વીરાંગના ખેલે રણે રે : —ખેલે

*

## જાદવરાજને

◆ ઢાળ: 'પ્રીતમની પાછળ હું જોગણ બની' ◆

એવું સાંવરિયા! શું ગાયું, ફહોજી
ગાયું સાંવરિયા! શું પાયું, જાદવરાજ:- એવું—

છપ્પનકોટિ, છેલા! જા દ વ કૂ ળે,
કાળઘેરૂં વાદળ છાયું, જાદવરાજ:- એવું—

કાળુડો નાગ, છેલા! છૂપ્યો કાલીન્દરી;
કૂળ એના નીલમાં શું ન્હાયું, જાદવરાજ:- એવું—

મરજીવા મર્દ, છેલા! જાદવજોદ્ધા,
વાયો વિનાશનો શો વાયુ, જાદવરાજ:- એવું—

ગોપિ! મા થાવ ઘેલાં, એટલું હું જાણું-
આથમ્યાં *શરાબે આયુ, ગોવાલણી! એવું—

*

* ~~~~~~~~~~

પીઠાનું પીણું

# વા મ ન લી લા

[ રા સ ડો ]

◆ ભીમપલાસની છાયા ◆

૧

હાં રે સાબરગંગાને આરે, તુજ દ્વાર દધીચિ પધારે, મા!
મલયાનિલ છલકાતો છોળે– ચમ્મર ઢોળે, બીરદાળી મા!
પુણ્યધામે કરતી પરકમ્મા– જગદમ્બાઃ ઝાંઝર વાગે મા!
ત્રિકાળ કરે ત્યાં રખવાળી– ખપ્પરવાળી : બીરદાળી મા!
હાં રે તપસીનાં તીરથ આગે, તપ-ત્યાગે, ઝાંઝર વાગે, મા!
હાં રે તપસી તેજકલા ધારે, પટ વિસ્તારે : બીરદાળી મા!
હાં રે સુરનર મુનિવરના સાદે, જયનાદે, ઝાંઝર વાગે મા!
જગઝેર ન વેર વસ્યાં અસૂયા, દિલ પ્રેમદયા : બીરદાળી મા!
હાં રે તપસી તો હસતા સાદું, ભર જાદુ ! ઝાંઝર વાગે મા!
સતિયો સતજ્યોત જગાડે, મા! જુઠ--દીવડા ઝાંખા પાડે, મા!
હાં રે મુઠ્ઠી હાડતણે માળે, તપસી તો આભ ઉછાળે, મા!
તપસી એવા તપસોહન હો, મન મોહન હો, બીરદાળી મા!

... ૨ ...

હાં રે મંગળ ચોઘડિયાં વાગે, તપસી જાગે, હો ભારત મા!
હાં રે બલિના આસુરી ઓળે, લોચન ખોલે, હો ભારત મા!
વનવગડાશી નિરખી ઝાડી! ઉજ્જડ વાડી! હો ભારત મા!
વંટોળે લૂ તણખા ઝરતી, ધીકે ધરતી, હો ભારત મા!
વરસે ના અમૃતફૂવારા; તરસ્યા ક્યારા! હો ભારત મા!
પંખી ફફડે પારધિજાળે અંતરિયાળે: હો ભારત મા!
કર–કાનુનની છૂંદે એડી; સોનલ બેડી: હો ભારત મા!
ભૂતાવળ માનવહક્ક ભુંસે, ને રક્ત ચુસે, હો ભારત મા!
મન્દિર એવાં તાંડવનૃત્યે, તપસી રૂઠે, હો ભારત મા!
નિજ દૈવી દંડ ઉગામે, મા! ને બંડ પ્રચંડ જ જામે મા!

... ૩ ...

હાં રે અણુદીઠ આતમતેજ ફૂંકે, વિરાટ રૂપે, હો વામનજી:
હાં રે બલિશુ બ્હારવટુ બેડે, ફતવા ફેડે, હો વામનજી:
હાં રે જંગતણો જાસો ચ્હોડે, સ્હામે મ્હોડે, હો વામનજી:
હાં રે ભભુકાવે કિરણો કોટિ, ભર લંગોટી, હો વામનજી:
હાં રે કૂચતણા ઝાંપેઝાંપે, કાન્તિ ચાંપે, હો વામનજી:
દડમજલે જઇ બેઠા દાંડી, પીટે દાંડી, હો વામનજી:
ત્યાં લ્હાતી દરિયાની રાણી, સબરસ લ્હાણી, હો વામનજી:
વળતા વ્હાણે, વણ આયુધે, ચડતા યુધ્ધે, હો વામનજી:
"બલિ! બળ બતલાવી દે તોપે" કહીને કોપે, હો વામનજી:
થંભે મ્હેરામણનાં મોજાં, થંભે બલિરાજા: વામનજી:

ચંભે શશિ-સૂરજ આકાશે, બલિ વિમાસેઃ હો વામનજી :
ધરતી તેડે ધારાસણુની, સમરાંગણુની : હો વામનજી :
ગઢ ગાજે જ્યાં અગરેકિંગ, ઠોકે ડેરા, ત્યાં વામનજી :
બલિરાજ નિશાચરશા રૂઠ્યા, દૂતો છૂટ્યા : હો વામનજી :
છૂપી મધરાતતણા પડદે, સૂતા ઝડપે, હો વામનજી !
હાં રે જીરણ કો કૃતવો ફેંદી, કીધા કેદી, હો વામનજી !

... ૪ ...

હાં રે તપસીને કીધા બન્દી, ગઢ લોખંડી હો રણચંડી !
કયમ સૂરજ છાબડિયે છૂપે, વીકનો ધૂપે ? હો રણચંડી !
અમ્બરને ફાવે ત્યાં ફેંકે, મઘમઘ મ્હેંકે, હો રણચંડી !
ત્યમ તપસી તો રચતા વેદી, પિંજર ભેદી, હો રણચંડી !
બત્રિસા મુક્તિગીત ગાતા, મહીં હોમાતા, હો રણચંડી !
ઝૂઝે જનતા મોટી-નાની, ભરમર્દાની : હો રણચંડી !
અહિંસાનાં દૈવી આયુધે, ધપતા યુધ્ધે, હો રણચંડી !
હાં રે અનભેનાં અમૃતપીતા, ગૂંજે ગીતા, હો રણચંડી !
મૃત્યુની કરતા મિજબાની, સત્સેનાની: હો રણચંડી !
હાં રે બખ્તર શાં સજવાં જંગે-વજ્જૂર અંગે ? હો રણચંડી !
સત્સૈનિક, પરમુલકી માલે, ઘેરો ઘાલે હો રણચંડી !
ગઢ કરવા સર પીઠાં કેંગે, ભરતા પ્હેરો, હો રણચંડી !
હાં રે માયાનાં મન્દિર દ્વારે, છાપો મારે, હો રણચંડી !
હાં રે ધરધર રાષ્ટ્રધ્વજા ફરકે : ચેતન ચરખે : હો રણચંડી !
જ્યમ તીરથમાં ઉલટે મેળો, ભરતા જેલો, હો રણચંડી !

બલિરાજાના દૂતો રૂઠે, લાઠી છૂટે, હો રણુચંડી !
હાં રે લાઠીના ફટકે ફટકે, મુખ રામ રટે, હો રણુચંડી !
દૂતો છુટ્ટા ઘોડે દોડે, માથાં ફોડે, હો રણુચંડી !
જયમ ભીંજાતી શોણિત ધરતી, ત્યમ નવભરતી ! હો રણુચંડી !
હાંરે સત્તા જ્યાં જામે અદકી, શક્તિ વધતી ત્યાં રણુચંડી !
દેવો દેવી વિગ્રહ જોતાઃ મુલકો મ્હોતાઃ હો રણુચંડી !
આલેખ્યો 'સતનો જય' રામે–સતસંગ્રામે; હો રણુચંડી !

... ૫ ...

તપસી નિરખે આંતરજ્ઞાને–
બન્દીખાને, હો રણુચંડી !

ઊગે નભ ઉષા નવતેરી,
વાદળ વેરી, હો રણુચંડી !

હાં રે મુક્તિનું દેશે લ્હાણું–
વિજયી બ્હાણું, હો રણુચંડી!

*

## વદાય

◆ ઢાળ: 'ભમ્મરિયા કૂવાને કાંઠડે' ◆

સબરસના શકને રે સંચરો, હો રાજ !
કુલડે વધાવું ભરી છાબ રે,
અમ્મર હો ભારતીને આંગણે :

જયને ડંકે રે વ્હેલા આવજો, હો રાજ !
કીર્તિની ગૂંથશું કિતાબ રે,
અમ્મર હો ભારતીને આંગણે :

જનનીનો તાજ જિતી આવજો, હો રાજ !
ગૌરવના ગૂંથશું ગુલાબ રે,
અમ્મર હો ભારતીને આંગણે :

રઘુકુળનાં રાજ્ય વરી, આવજો હો રાજ !
શહીદોને આખરી હિસાબ રે :
અમ્મર હો ભારતીને આંગણે.

卐

# પ્રભાતગીત

૨

◆ ઢાળ : 'આજ શ્યામ મોહે લીનિ બાંસુરી બજાય કે' ◆

જાગિયે ભગિની-ભ્રાત, ભારતી પુકારતી ;
આથમી અઘોર રાત, હિન્દના હુંકારથી :
—જાગિયે૦

મધુર મલય-વાયુ વાય,
પંખિ ઉદય-ગીત ગાય,
યુગ નવલ નૂર ન્હાય-અરુણના ઉઘાડથી :
—જાગિયે૦

દેવ દુંદુભિ સુણાય,
ઘોર ઘંટનાદ થાય,
મુક્તિ મન્દિરે સુહાય-ભવ્ય માત ભારતી :
—જાગિયે૦

સ્વાર્પણે, સ્વતંત્રતાય,
પ્રાણપ્રાણથી પૂજાય,
ને સ્વરાજ્યની ઉષા ય-આરતી ઉતારતી :

જાગિયે ભગિની-ભ્રાત, ભારતી પુકારતી ;
આથમી અઘોર રાત, નવપ્રભા પધારતી :

卐

સ્વ. 卐 ?

સ્વદેશનાં મેં ગૌરવગીત ગાશું;
સ્વતંત્રતાને જ સદૈવ ચ્હાશું;
સ્વમાન વેચી ન ગુલામ થાશું;
સ્વરાજ્યના સ્વસ્તિકથી સુહાશું:

卐